શ્રી. ૧૧.

# ન્યાતીવરા

## અથવા જમણવરા.

એક પારસી તથા વાણીઆના સંવાદ રૂપે
રચીને પ્રસિદ્ધ કરનાર

શા. પ્રાણજીવનદાસ માણેકલાલ.

દોહરો.

રંક તણું રક્ષણ કરો, વરા ઘટાડી વીર;
સરવેનુ રૂડું થશે, વધશે ધનને [illegible]ીર.

સુરત-
ન્યુ સોદાગર પ્રેસમાં
શા. દુલ્લભરામ મંછારામે છાપ્યું.
સંવત ૧૯૪૪, સને ૧૮૮૮.
કીંમત રૂા. ૦—૮—૦

# શ્રી. ૧૧.

# ન્યાતીવશ.

---

## ઇશ્વર સ્તુતિ.

### દોહરો.

પરમેશ્વર પ્રણમું તને, માગું તારી પાસ;
સંકટ ટાળો ન્યાતનું, વિસ્વંભર અવિનાશ. ૧
બુદ્ધિ દે મુજ શેઠને, કરવા જન કલ્યાણ;
ન્યાત વશ ઓછા કરે, પામે શુભ સનમાન. ૨
જેથી સુખ પામે સહુ, ધરે ધર્મપર ધ્યાન;
બુદ્ધિ દે તું ન્યાતને, કરે કહ્યા પરમાણ. ૩
ન્યાતી સુધરો માહરી, એ માગું વરદાન;
વિદ્યા, જ્ઞાન, વિપૂલધન, દીજે શ્રી ભગવાન.

---

(સાંજે પાંચ વાગ્યાને સુમારે ભ્રગુક્ષેત્રે [illegible] નર્મદાજીના ત્રટ ઉપર શીતળ હવા લેતા હજારો લોકો આમ તેમ ફરે છે, કોઇ બેઠા છે, તેમાં બસે પાસે બેઠ-

ષા. એવા એક પારસી ગ્રહસ્થ તથા એક વાણીઓ એ બેઉમાં આ લઘુ પુસ્તકમાં લખ્યા પ્રમાણે વાતચીત થઈ હતી.)

પેલા વાણીઆને લમણે હાથ દઈ અને ઘણો દીલગીરીમાં ડુબી ગયલો તેથી આંખમાંથી અશ્રુબિંદુ પડતા! એવી દુરાવસ્થામાં બેઠેલો જોઇ પેલો પારસી તેને પુછવાનો પ્રારંભ કરે છે.

**પારસી કહેછે**– શેઠ તમે શી જ્ઞાતે છો?

**વાણીઓ કહેછે**– જી હું જ્ઞાતે વાણીઓ છઉં.

**પારસી**–તમે શું ધંધો રોજગાર કરોછો મેહેરબાન?

**વાણીઓ**– હું લોકોના છોકરાઓને સીખવું એટલે મેહેતાજીપણું કરૂછઊં સાહેબ.

**પારસી**– ત્યારે તમે એક મહીને શું પગાર પેદા કરોછો?

**વાણીઓ**– શેઠજી મહીને આઠ દસ રૂપીઆ સુમારે પડે છે.

**પારસી**– મેહેતાજી સાહેબ, આ દુનિયાનો માલેક જે પાક પરવરદેગાર તેનીતો સર્વે પ્રાણી માત્ર ઉપર ઘણીજ રહેમ નજર છે! તેમાં ઘણું કરી માનવી પ્રાણી

ઉપરતો સાહેબની કરૂણાની હદજ વળીગઇ દેખાયછે! કેમકે આપણા સુખને વાસ્તે તો તેણે નહીંનહીં તેસ ચીજો અને નહીંનહીં તેવી યુક્તી આગમચથી કરી મુકી છે!! તે પરમેશ્વરતો કોઈના દીઠામાં આવતોનથી પણ તેનો સંકેતતો ખુલ્લી રીતે એગજ માલમ પડેછેકે આ સર્વ વસ્તુ તથા યુક્તીથી માણસ પ્રાણીએ સુખી રહી નિતીના નિયમ થકી પોતાનો સંસાર રૂડી રીતે ચલાવી અંત વખતે ખોદાતાલાની હજુરમાં હસતે મોહોડે જવું. સાહેબની તદબીર કંઇ એવી નથી કે ખાતી કે જેથી માણસો આખર સુધીજ દુઃખ પામે. તમારા હિંદુ લોકોમાં કેહેવત છે કે "નરકી કરણી નર કરે તો નરકા નારાયણ હોય" મેં એક બ્રાહ્મણના કેહેવાથી સાંભળ્યુ હતું. તેનો વિચાર કરી જોતા ખરૂં છે. ને માણસે બનતા સુધી સર્વકાળ આણંદવૃતીમાં રેહેવું જોઇએ, મારેતો એવો અભીપ્રાય છે, પણ તમે હમણા આટલા બધા દીલગોરીમાં છેકજ ગરક માલમ પડો- છો તેનું શું કારણ?

**વાણીઓ–** સાહેબજી, તમે કહ્યું તે ખરૂં છે. ઇશ્વરનો સંકેતતો એવોજ દેખાયછે કે માણસો સદઉદ્યોગ

અને નિતોએ સુખ પામે. પણ મેહેરબાન, કેટલાક મનુષ્યોનો અજ્ઞાનપણાથી ઇશ્વરનો સંકેત ભુલી જઈને જાણીજોઈ દુઃખી અવસ્થામાં ઉતારીપાડે છે. અને સુખનો સમુળગો નાશ કરે છે. એકજ નહીં પણ દેખા દેખીથી એવા લાખો ને કરોડો લોકોની ધુળધાણી થાઅછે. માનવીઓએ આ સંસારમાં જે શુભ કાર્યો કરવાં જોઇએ તેમાનું એકે કાર્ય તેના હાથથી થતુનથી. માણસો દુઃખના ડુંગર પોતાના અજ્ઞાનથી જાણીજોઈ માથે હોરી લેછે, એવા દુઃખના અનેક કારણો છે; પણ તેમાનું એક કારણ જે હમારી ન્યાતવાળા લઇ બેઠેલા છે અને તે અનુભવ સિદ્ધ છે. તેના દુઃખરૂપી દરાયામાં મારેપણ હવે ધસડાવું પડશે તેથી થતી વિપત્તીનો હું બેઠો બેઠો વિચાર કરૂછઉં; શેઠ, મારૂ દુઃખ તેતો હુંજ જાણુ છઉં.

**પારસી**—એવું તે કેવું મોટું સંકટ તમને આવીઅડયુછે કે આટલાબધા ગમગીનછો? કંઈ સરકારના અપરાધમાં આવ્યાછો કે કંઈ શરીરમાં ગુપ્ત વ્યાધીથયોછે?

**વાણીઓ**— શેઠજી વ્યાધી વગેરે કંઈ બીજુ દુઃખ થયું હોય તો તે સારૂ, પણ તે કરતા મનેતો વિશેશ

દુઃખ આવી અડયું છે; કેહેતા મારી જીભ ઉપડતી નથી, સાહેબ.

પારસી— બોલોતો ખરા કે એવું શું દુઃખ છે? કહ્યા વગર કોઈને કેમ સમજ પડે.

વાણીઓ— મેહેરબાન, હમારી ન્યાતના લોકોતો બીજી બધી વાતે સમજુ છે, પણ જેમ ઉંઘ, આહાર ને વેહેવાર ઘણોજ વધીપડે એટલે નુકસાનીજ થાય- છે. તેમ વેહેવાર ચાલતા ચાલતાં તો હમારી ન્યાતના લોકો કેટલાક વરસ થયા લાકડુંજ ઘાલી બેઠેલા છે કે ફલાણુ કાર્ય કોઇને ત્યાં હોય તો આટલી વખત ન્યાત- ના સર્વે લોકને આમંત્રણ કરી જમણવાર આપ્યાવગર તેનો છુટકોજ નહીં! તે નહીં જમાડે તો ન્યાતની પં- ચાત તરફથી તેના પાસે દંડ લેવો. તે દંડ જો ભરે, ને ન્યાતવાળાને નહીં જમાડે તો તેને બચારાને નીચું જોવુંપડે. કેમકે બંધન થઈપડેલુ તેથી તણાઇ તણાઇને જમણવરા લોકો કરતા આવ્યા છે, એવા ન્યાતાવરા- ના સખત ઠરાવથી ઘણાખરા ન્યાતના માણસો પાય- માલ થઈગયા છે, ને કેટલાએક થવાપણ આવ્યા છે. આગળ વખત જરા સારો હતો, તે વખતે વળી જેમ

તેમ નીભતુ હતું પણ હમણાતો કંઇ રોજગાર ધંધા માં કસ રહયો નથી, ને તેથી લોકો નિર્ધનપણાને પ્રાપ્ત થવામંડયા છે, ને ન્યાતી ખરચનો જે ચાલતો આવેછે તેનો તેજ રાખી બેઠા છે. તે હવે કેમ નીભે? તેનો ન્યાતમાં કશો કોઈ બંદેબસ્ત કરાવી ગરીબ લોકોને સવડ કરી આપતા નથી, તેથી નાતીલાઓની ઘણી દુર્દશા થાય છે. શેઠજી, દૈવયોગથી મારે ચાર દીકરીઓ છે તે બધીજ કુંવારી છે, તેમાં એક છોકરીનો ઉપવર જોગ થઇ છે, તેનું વેવિશાલ તો એક ગ્રહસ્થના છોકરા વેરે કરી રાખ્યું છે, લગન તો કરવા જોઇએ તે વગરતો ચાલે નહીં ને મારી પાસેતો ફુટી બદામ નથી ત્યારે હવે હું ક્યાંથી પઇસા આણી તેને પરણાવીશ?

મારી મા ગુજરી ગઇ તેના મરણ પછવાડે ન્યાતીવરા મારા બાપે કરેલા એટલે હતું તેતો ગુમાવી બેઠેલા. પણ મારી મા પેહેરતી તે દાગીનું રહ્યું હતુ તેમાં મારા લગ્ન જેમ તેમ કીધા હતાં તેતો ડોસા ઠીક કરી ગયા, નહીંતો આવા વખતમાં પરણવાના સાંસાપડત.

પછી મારા પીતાજી ગુજરી ગયા તેની પછવાડે અચ્છી રીતે દીવશ પાળ્યા મારા સગા વ્હાલાઓએ આ-

ગક્ષ પડી ઉરાડેલો. કેમકે ફકત ઘર રહેલુ હતું તે ઉ-
પર નાણા કાઢેલા તેમાં સાહુકારના દેવામાં ઘરતો
ગોપીચંદન થઈગયું. તે વખતે હુંતો અજ્ઞાન. આપ-
ણોતો વિચાર કોઈએ કરેલોજ નહીં. ઠોંસા ટપલા
ખાઈખાઇને મોટા થયા. પીહેરથી બાએડી આવી,
ભાડાનું ઘર રાખ્યું. પછી વીસ્તાર વધ્યો; હમે છ-
જણ થયા તે સર્વનું આઠ દસ રૂપીઆ પગાર મળે
તેમાં ગુજરાન ચલાવવું. લુગડા લત્તા, વેહેવાર, ઘરનું
ભાડુ એ વગરતો ચાલેજ નહીં. ત્યારે દર માહીને મારે
શું બચાવ થતોહશે વારૂ? હવે છોકરીના લગ્ન કર્યાવગર
ચાલે નહીં ને લોકતો કહેછે કે તારૂ ઘર અસલથી આ
નદાનમાં ગણાતુ આવેલુ છે, વાસ્તે પેહેલ વેહેલી
કન્યા પરણાવે તો બડી ધામધુમથી પરણાવજે કે
બાપ દાદાનું નામ રાખ્યું કેહેવાશે. હવે બડી ધામ-
ધુમથીતો ક્યાંથી કરશે પણ ન્યાતના ઠરાવ પ્રમાણે
આછા પાતળા જમાણવરા કર્યા વગર કેમ ચાલશે.

હું ગરીબ માણસ ઓછામાઓછા બસે અડીસે રૂ-
પીઆ કયા ઝાડ ઉપરથી ખંખેરી લાવું. બઈરીનું ઘર
દાગીનુ છે તે વેચી સાટી વખતે એક છોકરીને પર

ખાશીશ પણ વરસો વરસ એમ લગનવગ આવશે ત્યારે ન્યાતવાળાને ક્યાંથી જમાડીશ. નહીં ખાઈએ પીઇએ ને પેટે પાટા બાંધીએ ને ગળીએ તોએ એ ખરચનો પુરો પડે તેમ નથી. બળો! એ ન્યાત જમાડવાનો ઘાતકી હક! જાણે સંસાર છોડી વેરાગી થઇજાઉ કે આપઘાત કરીને મરૂ કે કરીએ શું? મને તો કંઈ દીનદશા સુઝતી નથી. એ જીવતાથી તો મુવા ભલા. કે રાતને દાહાડો હઇએ હોળીજ સળગ્યા કરે. શેઠજી, તમે એમ નહીં ધારતા કે મારે એખલાનેજ એવી ચીંતા છે. પણ કોઇ છોકરાના બાપ હશે તે બીચારાને પણ એવીજ ચીંતા. પુત્ર થાય એટલે સેહેજ આનંદ પીતાને થવો જોઈએ. પણ છોકરાને પરણાવવા મોટા મોટા પહ્લાંનો ખરચ ક્યાંથી આણે અને તે વગર રીતભાત ને ન્યાતને જમાડવા ને પઇશા ક્યાંથી આણે. શ્રીમંત હોય તેનેતો કશી આમદાજ નથી પણ ન્યાતમાં ગરીબ માણસ હોય તેના શા હવાલ? તેથી નાતના ઘણાખરા લોક મુખ્યત્વે કરી વરા ખરચથાં છેક ગરીબીમાં આવીપડયા છે.

પારસી– તમારામાં વરા લગ્ન પ્રસંગે કરવા તે વિષે ન્યાતની પંચાતનો કેવો ઠરાવ છે?

વાણીઓ– શેઠજી મનેતો ન્યાતનો કદ્દો ઠરાવ યાદ આવે છે ત્યારે પીત્તો ઉકળી આવે છે. સંપતહોય તે ધણી પોતાની ખુશીથી ન્યાતીવરા કરે તે વિષે મારૂ બોલવું નથી, પણ ખુશી વિરૂદ્ધ પંચાતના ઠરાવ વિશે બોલવું છે કે એવા ન્યાતવરા તો જાણે મોટા રાક્ષસોજ હોયની, એમ માલમ પડે છે; કેમકે એ ન્યાતી વરાએ આજસુધી અનંત પુરૂશોને ચાવી ચુરાકીધાછે. રાક્ષસો તો મરનારની નિશાણીમાં હાડકાં વગેરે કંઇપણ ચીજ રેહેવાદેતા હશે, પણ વરા રૂપી રાક્ષસોની દાઢમાં તો જીવતાજ માનવી પ્રાણીઓ કચડાઈ હોજરીમાં ગુપ્ત થઈજાય છે!! એક રાક્ષસ તો કદી બે ચાર પ્રાણીને ખાધાથી તૃપ્ત પણ થતો હશે, પણ વરા રૂપી રાક્ષસનું વિક્રાળ વદન ને પેટ તો કંઈ કાળથી કેટલાએકનો ભોગ લેતા છતાં ભરાતું નથી. હાલમાંતો થોડાકજ પુરૂષો હમારી ન્યાતમાના એ વરારૂપી રાક્ષસથી જેમતેમ બચી રહેલા છે, તેપણ કાળાંતરે તેના ભોગ થઈ પડવાનો સંભવ દીસે છે. માટે હવેતો ન્યાતના

લોકો કંઇ ચેતીને તેને હડાવી કાડવાને પ્રયત્ન કરે તો સુખી થાય ખરા, બાકી બીજો કંઇ ઈલાજ નથી; સાંભળો! પ્રથમ લગ્ન સંબંધી વરા વિશે કહુંછું. લગ્નને આગલે દિવશે વરને ઘેર ગ્રહશાંતક થયા પછી ન્યાતી વરો કરવો પડે છે, તે પંચાતના ઠરાવનો વરો ૧ લગનને દીવશે કન્યાના બાપને ઘેર વરો. તેપણ પંચાતના ઠરાવનો. ૨ વળી લગનને બીજે દીવશે કન્યાને ઘેરજ ગોરવ એવે નામનો વરો. તે પંચાતના ઠરાવનો ત્રીજો વરો ૩. ત્રીજે દીવશે વરના તરફથી વરેઠી એવે નામનો વરો, તે પંચાતના ઠરાવનો ચોથો વરો. ૪ એવી ચાર જમણવારના વરા ન્યાતના ઠરાવ મુજબ લોકને કર્યા વગર ચાલેજ નહીં; ગરીબ હોય કે શ્રીમંત સઉને માથે પંચાતનો કર ચોંટેલો. વળી લગ્નને ચોથે દીવશે પાછી ન્યાત, કન્યાને ઘેર ઉખેતર એટલે પેહરામણીની, તે ન્યાતના ઠરાવમાં નથી પણ કન્યાના બાપને બિચારાને, લોકોના ટપલા થકી ડરીને કરવી પડે છે. એટલે એકંદર એક લગનમાં પાંચ દીવશ જમણવારના વરા ચાલે છે. મારા મેહેરબાન! આવા નિર્ધન વખતમાં ને ગરીબ લોકોની ઠામમાં પંચા-

ત તરફથી આવા બળાત્કારથી વરા કરાવવાનો ભાવ જોઇએ કે? આતે કેવો કેહેર !!!

**પારસી–** વારૂં, તમારામાં અધરણીના પણ વરા કરેછે કેમ?

**વાણીઓ–** હાજી, ને મહોત્સવમાં તો વળી ત્રણ ત્રણ વરા કરી ન્યાતવાળાને જમાડવાનો ઠરાવ છે. કોઇ ગરીબ હોય, ને બઈરીની અધરણીના વરા કરયા, (ને એ અધરણી તો સ્ત્રીને મરણઘાટીનોજ અવશર કહેવાય છે.) દૈવયોગે સ્ત્રીને કંઈ થઈ પડયું, તો તેની પાછલ ન્યાતના ઠરાવ મુજબ મરણના દીવશની ન્યાતો જમાડતા તેના ધણીનોતો પોપડો આવી રહે, પછી કહાંથી પઇસા આણી પાછો પરણે? એતે ન્યાતનો ધાતકી ને જુલમી ઠરાવ કહેવાય ખરો કે નહી શેઠ!

**પારસી–** ખોદા! ખોદા! તમે શું વાત કરોછો!! તમારી ન્યાતમાં પંચાતના ઠરાવ થકી આટલાઆટલા વરા કરવા પડે છે!!! ગજબ! ગજબ! સાહેબ તમારૂં ભલુ કરો!!

**વાણીઓ–** ભલુંતો થઇ રહ્યું સાહેબ; એતો થોડા વરસમાં હમારી આખી ન્યાતના લોકનો એ વરાના

જુલમથી આવરકુટો આવી રહ્યો સમજજો. કેમકે ન્યાતમાંના સારાંસારાં શેઠીઆઓ, ગરીબ-લોકનો બચાવ થવાને સારૂ છુટ નથી આપતા કે લગન વખતે જેની સંપત્ત હોય તે આખો ન્યાત જમાડે; નહીંતો પોતાના વ્હેવાર જેટલાને જમાડે, અગર પોતાનું કુટું બ જમાડી બેસી રહે. આખી ન્યાતના લોકને જમાડ વાનું કંઇ બંધન નથી, ને ન્યાત નહીં જમાડે તેને શીર પંચાતનો દંડપણ નહીં લીધામાં આવશે. એવો બંદોબસ્ત કરે તો લોકો સુખી થાય.

**પારસી–** મેહેતાજી સાહેબ, મરણ પછવાડે તમા-રી ન્યાતમાં કેવી રીતે ખરચ કરવામાં આવે છે?

**વાણીઓ–**મેહેરબાન તમે જ્યારે હમારી ન્યાતનો રીવાજ સાંભળવાને ઇંતેજાર છો તો હુંપણ તે કહેવાને ખુશી ધરાઉ છઉં. હમારા હિંદુ શાસ્ત્રમાં મરણ પાછળ દસા, એકાદસા, દ્વાદસા ને ત્રયોદસા વીગેરે દીવશે મરનારની ઉત્તર ક્રીયા કરવી ઉચીત કહી છે, પણ આખી ન્યાતજ જમાડવી એવું કંઈ શાસ્ત્રમાં સાંભળવામાં આવતુ નથી, તેમાં દસા, એકાદસા ને દ્વાદસાને દીવશે મરનારના પીત્રાઇ શીવાય બીજાએ

જમવું, તો તે જમણ પ્રેત ભોજન કહેવાય છે. એટલે તે ઘણુંજ નિષેધ છે, તે જમનારનું ભાગ્ય હીણું થાય છે જમનારનું સુક્રીત જતુરહે છે. એવો શાસ્ત્રનો બાંધ છતાંપણ હમારી ન્યાતના લોકોએ ઠરાવ કરી મુકેલો કે મરનારની ક્રીયા કરનારે દ્રાદશાને દીવશે તો આખી ન્યાતના લોકોને આમંત્રણ કરી જમાડવાજ. નહીં, ન્યાત જમાડે તો પંચાતના ઠરાવ પ્રમાણે તેની પાસે દંડ વશુલ કરવામાં આવે. પછી તે ધણી ગરીબ હોય કે શ્રીમંત હોય. હવે એતે કયા શાસ્ત્રનો કાયદો! કે જબરાઇથી ન્યાત જમાડવી! અને તે વળી જમનારે પાપનું ભોજન જમવું!! મારો મત તો એવો છે કે દશા એકાદસા ને દ્રાદસાને દીવશે ન્યાતીવરો તદન બંધ કરી દેવો જોઇએ. મળતુ હોય તેણે પણ ન્યાત નહીં જમાડવી; ને નહીં મળતુ હોય તેણે પણ એ નાતનો જમાડવી નહીં. એ વરા ખરચ અનિતીનો છે તે થતો અટકે; પણ એવો બંદોબસ્ત નાતના આગેવાન શેઠીઆઓ કરે ત્યારે કે નહીં! બંદોબસ્ત તો તેનું પુન્ય તે શેઠીઆઓને લાગશે.

પારસી— વારૂ પછી?

**વાણીઓ—** જેમ દ્વાદસાને દીવશે નાતવાળાનો પાક્કો ઠરાવ કે આખી નાત ગમેતેમ કરી જમાડવી, તેમજ ત્રયોદસાને દીવશે પણ જમાડયા વગર કોઈના બાપને છુટકો નહીં. વરો કરનાર બચારો છેકજ ગરીબ હોય તો પોતાની બાઇડીના ઘરેણા ગીરવી મુકશે કે વેચી મારશે, તે નહીં હોયતો ઘર ઠેકાણે કરશે પણ નાતનો જમાડવાનો ઠરાવ એટલે નાતો જમાડશે! પછી પાછળથી તેનું ગમેતે થાઓ, તેનો કોઈ ગરીબનો બેલી વિચાર કરતો નથી એ ઘણી દીલગીરીની વાત છે.!! અરે! એતો શું પણ પઇસા જ્યારે નહીં મળે ત્યારે છોકરાઓને પણ ગીરવી મુકી પઇસા સાહુકારને ત્યાંથી કાહાડી વરા કર્યાવગર છુટકોનહીં.

**પારસી—** છોકરાઓને-તે વળી કોઇ ગીરવી મુકતુ હશે કે?

**વાણીઓ—** મારા મેહેરબાન, છોકરા ગીરવી મુકતા એનો મર્મ તમે સમજ્યાનહીં, કરજે નાણાં કાહાડી દરેક પ્રસંગે નાતના ઠરાવને લીધે કોઈ વરા કરતો ચાલ્યોજાય, ને પછી તે સ્વર્ગે ગયો તો સાહુકારને ત્યાં તો તેના છોકરા ગીરવી જેવા કે નહીં? કે બિચારા રળી

રળીને તે સાહુકારને જ્યાં સુધી જીવે ત્યાં સુધી નાણા ભર્યાં કરે. અને તે વળી કરજ કરે તે તેના છોકરાઓને માથે ચાલે. એવી રીતે છોકરા ગીરવી જેવું થયું કે નહીં? એ બધું નાતમાં અણછુટકાનો ઠરાવ બંધાયલો છે, તેથીજ. હવે કરજદાર પુરૂષના અંતઃકરણને એક હઝાર વીંછુની વેદના થાય છે, પણ તે બચારો કહે કોને. ઉદ્યમ, મજુરી કરીને એકઠું કરે તેનો નાત વરાના ખાડામાં હોમાય.

**પારસી**– સાબાસ મેહેતાજી સાહેબ, તમારો અક્ષરે અક્ષર સાચો માલમ પડે છે.

**વાણીઓ**– મારા મેહેરબાન, હું ખરી હકીકત કહુંછઉં. કેટલાએકતો બિચારા પાંચ માણસમાં બેસવા વાળા આબરૂદાર પણ આગળ ગયેલા કાર્ય પ્રસંગે વરા કરી કરીને તુટી ગયલા, એવા એવાની સ્થિતી જોઇને મારી આંખમાંથી આંસુની ધારા ચાલેછે, કે બચારા કેવા હતા ને કેવા થઈગયા! તેનો વિચાર કરતાં હૈડુ ભરાઈ આવેછે કે નાતો વરાનો આ શો જુલમ!! વખતે નિર્ધન પુરૂષને એ નાતના વરાના ઠરાવને લીધે, નહીં-નહીં તેવા કામો કરવા પડે છે.

અકજણને ત્યાં એમજ કોઈ માણસ ભાંગ્યું, તેની પાછળ નાતવાળા લોકને લાડુ જમાડવા. જેમ તેમ કરી થોડોક સીધો સામન એકઠો કરેલો, હવે પાસે પઈસા તો ઝેર ખાવાપણ નોહોતો, એવામાં લાડુ બાંધતા ઘી ઘટીપડ્યુ, હવે કરે કેમ! કોઈતો ધીરે નહીં, પાસે દોકડીયા હોય તો ઘી બાજુ લાવેપણ ખરો, તેતો છે નહીં. ત્યારે ઘી સાથે ભેળ પાંણી! ને નાંખ લોટમાં! ને બાંધ લાડુ! ને ખવડાવ નાતવાળાને!! તેપણ લોકો આંખ મીચી ખાઇગયા. હવે આતે કેવી વિપરીત વાત! પણ નાતવાળા સર્વે મળી એમ ઠરાવ નથી કરીવાળતાં કે નાતી નહીં જમાડે તેની પાસે દંડ લીધામાં નહીં આવે. અને વગર સંપત્તીએ કોઇએ કાક લુટી કરી નાતો જમાડવી નહીં. ને હાથ જેનો પોંહોચતો હોય તેણે ફકત ખુશી હોય તો ત્રયોદશાને દીવશે જોઈએતો જમાડવું. દ્વાદસાની નાત કોઈએપણ કરવી નહીં. ને ખરચવાની ખુશી હોય તો મરનારના માસીઆ છ માસીયા કે વરષી ઉપર સુખેથી નાતો જમાડો; પણ દાદશા કે ચઉદસાએ બીલકુલ નહીં. સંપત વાળો કદાપી એ વરા કરે તો બીજો ઘણી કદા-

પી "ઢમઢોલ ને માહી પોલ" એવો હોય તોપણ ઘસ ડાઈને બચારો કરીમરે; તેથી તદન વરા ત્રયોદસા સીવાય બંધ કરીદેવા. ત્રયોદસાએ પણ જેની ખુશી હોય તે જમાડે ન્યાતનો હક નહીં; જોઈએ તો પોતાનુ કુટુંબ જમીને બેસીરેય. કાણે આવેલા એવા પર ગામીને ફકત સાદુ ભોજન જમાડી વીદા કરવા. એવો ઠરાવ, ન્યાતના લોકોને સ્વતંત્રતાનું સુખ થવાનો, ન્યાતના શાણા શેઠીઆઓ? આગેવાન થઈ કરે તો ન્યાતના લોકો ઉપર મોટો ઉપગાર થશે, ને અણઘટતો ખરચ બંધ થશે તો તે ઉગારો ન્યાતના લોકને ઘેર રેહેશે તો અલબત થોડા વરસમાં લોકો સુખી થશે એમાં શક નથી. અને જ્યારે પોતાની ન્યાતના લોકો સુખી હાલતમાં હોયતે દેખી, શું સઉને આનંદ પ્રાપ્ત નહીં થશે? થશેજ. અરે કંઈ મરનારની પાછળ ન્યાતો જમાડવાથકીજ મરનાર સ્વર્ગમાં જતો નથી, પણ હું ધારૂંછઉં કે તે મરનાર પ્રાણીનો જીવાત્મા જ્યાં પ્રવેશ થતો હશે ત્યાં દુઃખી અવસ્થામાં ને ઘણો ચિંતાતુર રેહેતો હશે, કારણ કે મરનાર માણસની અંતઃકાળની વાસનાજ એવી પોંચે કે હું મુવા પછી મારો

દીકરો કે મારો કુટંબી કે મારો ફલાણો સગો, શી તદબીર કરી ક્યાંથી નાણા કરજે કાહાડી મારા મરણ દીવશમાં ન્યાતવાળાને જમાડશે? મારે માથે આટલું તો કરજ છે ને વળી કોણ મારા ફલાણાને ધીરશે? એ રીતે તે બિચારાનેતો લોકોને જમાડવાનીજ ચટપટી થઈ પડે! પોતાના ઉદ્ધારને વાસ્તે પરમેશ્વરનું ધ્યાન ધરવાનું તો તેને સુઝેજ ક્યાંથી! જમાડવાની સોચના મટે ત્યારે કે ની? હમારા શાસ્ત્રમાં કહ્યું છે કે 'જ્યાં મતી તાં ગતી' તેથી તે બિચારા પ્રાણીનો ક્યાંથી ઉદ્ધારથાય. હવે વિચાર કરી જુઓ શેઠ! એ બધુ નાતવરાના કમકમાટ ભરેલા સખ્ત ઠરાવ થકીજ અવદશાનું કારણ કે નહીં? મારો વિચાર એવોજ છે કે નાતી-વરા કરવાનું, નાતની પંચાત તરફથી કાંઇપણ પ્રકારનું બંધન હોવું નહીં જોઇએ. મરનારની પાછળ સારી રીતે શાસ્ત્ર પ્રમાણે ક્રીયા કરવી, વળી શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણે મૈયતના અસ્તી તેના ઉદ્ધારને વાસ્તે કોઈ શુભ તિર્થની જગ્યાએ લઈ જાઓ. પણ મરનારની પછવાડે તેના ક્રીયા દીવશમાં હમને જમાડો, એ શું! કયા શાસ્ત્રમાં કહ્યું છે કે પોતાની પેદાશ ઉપરાંત થઈ કરજ કરી નાતવાળાને મરણ

દીવશ જમાડવા કે મરનાર છેડે પાર ઉતરી જશે છા, પોતાના નાતી ભાઇને ભોજન આપવું તે શુભ પ્રસંગે ઉત્તમ કહેવાય છે, પણ તે કેવી રીતે? પોતાના ખુશીથી કે પોતાની ખુશી વિરૂદ્ધ. એતો જાણે નાતના લોકો તેની પાસે ખાવાનુ માંગી લેતા હોયની, એમ લાગો ઘાલી બેઠા છે. ત્યારે "માંગ લીયા સો વિષ બરાબર" એ કેહેવત મુજબ થયું. તેથી એવો ઠરાવ નાતના વરા વિશે તો જોઈએ કે જેની ખુશી હોય તેજ શૂભ પ્રસંગે કરે. એમા કાંઇ પંચાતનો કર નથી; તો પોતાની કોમના સઉ લોકો સુખી હાલતમાં આવશે.

**પારસી—** મેહેતાજી સાહેબ, તમેતો નાતવાળા લોકોના ખરા સુભેચ્છક દીસોછો; સાહેબ તમારી મનકામના પુર્ણ કરો. વારૂ, ત્યારે મરણ પાછળ એકંદર તમે કેટલી નાતો જમાડવી કહો?

**વાણીઓ—** દસા, એકાદસા, દ્વાદસા, ત્રયોદસા ને ચઉદસાને વખતે પર-ગામી લોકોને વદા થવાની સવડ નહીં આવી તો પંદરમો દીવશ પણ જરાતરા વરા જેવો ખરો, એ સર્વ દીવશ મળી વધારેતો નથી કહેતો પણ ઓછામાં ઓછી છેક ગરીબ ને દરીદ્રી હોય તેને

પણ ત્રણ નાતી-વરા સારી પેઠે જમાડયા જેટલો ખર્ચ જમાડનારને માથે આવી ચોંટે છે.

પારસી— તમે જે મરણ દીવશમાં ન્યાતીવરા કહ્યા એતો ફકત કોઈ ઘરડાં ખોખરાં એવાં વયાતીત થઇ ગુજરેલા સખસની પાછલજ જમાડવાનો ઠરાવ હશે, કેમ?

વાણીઓ— નારે મારા મુરબ્બી! ઘરડાં ખોખરાં માણસનાજ મરણ પાછલ કદી ન્યાત-વરા કરવાનો પંચાત હતે તો જાણે ધુળનાંખી કે તે વાત જુદી હતી, પણ આતો મોગરાની કળી જેવા ઉધરતાં જુવાન સ્ત્રી કે પુરૂષના મરણ પાછળ પણ ન્યાતી જમાડવાનો પંચાતનો ઠરાવ થઈચુકેલો છે. જુવાનનો મરણ દીવશ કેમ જમ્યા વગર રેહેશે?

પારસી— અરે હાય હાય! આ શો ગજબ!! તોબા સાહેબ, તોબા સાહેબ. ધિક્કાર, ધિક્કાર, એ ન્યાતના ઠરાવને. નાહાની વીસ પચીસ વરસની ઉમરના તે ગુલાબના ફુલ જેવાં બાળકોના મરણ પાછલપણ ન્યાતી-વરા કરવા પડેકે? એવું તે ન્યાતની પંચાતવાળાનું કેવું બંધન હશે? જમાડવાવાળો ન્યાતના લોકને શી

રીતે જમાડે અને જમવા જનારા કેમ જમવા જતા હશે? જમવા જનારને કાળજે કાણું નહીં પડતું હોય? ધિક્કાર એ રીવાજને!! એ તે ન્યાતી-વરા કે લોકોના મરા કહીએ?

**વાણીઓ—** શેઠજી એ ઘાતકી રીવાજનું કેટલું બ્યાન કરીએ? એ પ્રસંગે લોકો જમવા બેસે તે જગ્યા જાણે દુષ્ટ ભુમીકાજ હોયની એવો ભાસ થાય છે.

**પારસી—** જુવાન સખશના મરણ પાછળ તેના સગાએ તેની ઉત્તર ક્રીયા કરી બેસી રેહેતા શું થાય? ન્યાતી જમણ નહીં આપવા.

**વાણીઓ—** ન્યાતના પંચાતનો જબરદસ્તીનો ઠરાવ કે વરા કરવા, કરવા, ને કરવા. નહીં કરે તો તેની પાસે દંડ ઠેરવેલો લીધામાં આવે.

**પારસી—** ન્યાતરીતનો દંડ આપી બેસી રેયતો?

**વાણીઓ—** ન્યાતી-વરા નહીં કરે ને કોઇ દંડ આપીછુટે તો પછી જોઇલ્યો તે બિચારાના વગોણા. અવિચારી પુરૂષો એકઠા બેસી માંહોમાહે વરા નહીં કરનારની નિંદા કરવા મંડી જશે કે અલ્યા એને એ ન્યાત જમાડતા શું ભીખ આવતી હતી, બીજો વળી

ડાયો થઇ કહેશે કે મોટા પાહાડ જેવો ફાટીમુઓ, તેનો દીવશ અલ્યા તેણે કંઇજ કીધો નહીં; ત્રીજો બોલશે કે બીજુ કંઇ કરવા નહીં મલ્યુ ત્યારે ફકત ગોળપાપડીજ શેકી ન્યાતી જમાડવી હતી, ચોથો વળી આગળ આવી લવારો કરીમુકશે કે એને મરનારની દાઝ હોય ત્યારે બારમું કરેકેની? (અરે. પોતાનો સ્વજન મરીગયોહોય તેનું દુઃખતે કોને નહીં લાગતુ હશે?) પાંચમો છાંટણી છાંટવા મંડીજશે કે સાળાએ કંઈએ વિચાર કર્યોનહીં કે નાણું તો મળશે પણ ફરીફરી ટાણું કંઈ મળવાનું હતું. નાતનો ટપલો માથે રેહેવાદીધો. સવાસો દોડસો રૂપીઆનોજ ખરચ હતો કે નહીં? શું એના દીવશમાં લાડુ કરતે તો સત્યાનાશ જતુ રેહેવાનું હતુ. આઠ રૂપીઆ મહીનેતો પગાર લાવે છે; જાણે બે ત્રણ વરસ નોતા રળ્યા. જાણ્યુ કની? ભાઈ, એનેતો પઇસાજ વાહાલા કરઆ. એવી એવી રીતે તરેહ તરેહવાર થોડાક દીવશ ચરચા ચલાવશે ને વખતે ખુલ્લી રીતે પણ તે બિચારાને એવા કર્માચારી પુરૂષોના કઠણ શબ્દોના બાણ કાળજે સોસવા પડે છે. જ્યારે એવાઓને કંઇ બીજુ કોઈને ત્યાં જમણવાર મળે ત્યારે તેમની આં-

તરડી તાહાડી થાય. જન્મ્યા દાહાડા જાણે સળકયાજ કરે; કે કંઇ ન્યાતમાં જમણવાર થાય ત્યારે સારૂ. શેઠજી, ન્યાતમાં જમણવાર થોડે થોડે દાહાડે ચાલ્યાપણ કરે તો. કેમકે ન્યાતના પંચાતનો ઠરાવજ, કે દરેક પ્રસંગે મેરાબી લગતાહે. ને ન્યાતના સમુદાયમાં કંઇ કંપ પ્રસંગ તો આવ્યાજ કરે, એટલે લોકો રળી મરે; ને ન્યાતના લોકો ખાઈને ઠરે. કોઈની પાસે ધનનો વધારો વધવા દેયનહીં. ન્યાતી જમણનું સુદર્શણ ચક્ર પુઠે છેજ ન્યાતી જમણનો લાગો છે તે ન્યાતના શેઠીઆઓ તત્કન દુર કરે તો સઉનું ભલુ થશે. કોઈ કુપ્રસંગે કરે તો ન્યાતના શેઠે તેને તરત મનાઈ કરી દેવી.

**પારસી–** તમારો વિચાર યથાયોગ્ય છે. જુવાન માણસના મરણ પાછલતો તેરમુ કહોછો તે ન્યાતસુદ્ધાં બીલકુલ બંધ કરવી જોઈએ. ફકત ઊત્તર ક્રીયા કરવી પરગામી બેસવા આવ્યા હોય તો સાદુ ભોજન તેટલાઓનેજ જમાડી વિદા કરવા બસ છે. ધણીનેતો બેમેરની પડે, રળતું માણસનું માણસ જાય ને ત્રણસેંકના ખાડામાં ઉતરવુ પડે. એટલે મરીજાય ને મારીજાય; એવું તમારા રીવાજથી દેખાય છે.

**વાણીઓ**– સાંભળો શેઠ મતના નિકટનાં સગા વાહાલાતો બિચારા ઉં. ડાક સમુદ્રમાં ડુબી ગરક થઇગયા હોય, પ્રેત. ચિતાતો હજુ જેવી ધગધગતી હોય, મરનારના માત-પીતા હોય તેતો પ્યારા પુત્રના મર્ણના કારી જખ્મથી ઘાયલ થઈગએલા મુખારવિંદ કરમાઇને શ્યામ પડીગએલા, અષાડી મેઘ સમાન જેઓની આંખોમાંથી ધરધર ધરધર રૂધીરવત રૂદનના જળ વહ્યા ચાલ્યાજાય છે, અવર્ણનીય આક્રંદ કરીરહ્યા હોય છે. દેહ ભાન ભુલીજઇ ભુમીઉપર પછાડા ખાતા દેખાય છે. પુત્ર-વિયોગના દુઃખથી તેઓની છાતી રૂંધાઇ ગયલી હોય છે. કંઠથી શબ્દ નીકળીશકતો નથી.
એમજ મરનાર પુરૂષ હોય તો તેની સ્ત્રી પોતાના પ્રાણ પ્રિય ભરથારના અકાળ મ્રત્યુના અસહ્ય ફટકાથી બેબાંકળી બનીગયેલી!! રંડાપાના અખંડ ને અનંત દુઃખની વેદનામાં ખુણે બેસી છાતીફાડ રૂદન કર્યાં કરતી હોય, માથાના વાળ વિખરાઇ ગયેલા હોય, છાતીમાંથી ફુટીફુટીને રૂધીર વહ્યું જતું હોય, પોતાઉપર હવે પછી પડનાર વીપત્તીને યાદ આણી આણી જેનું હૈયું ભરાઇ આવતુ હોય, તે અનાથ અબળા જાત વિ-

ધવાપણાથી સઉની ઓશીઆળી બની હોય, વળી મ-
રનારના બીજા સગા વ્હાલા ઉદાસીન થઇ ટુંટીઉં વ-
ળાઇ જ્યાં ત્યાં બેસીરહેલા હોય, અરે અરે, હાય હાય,
હો હાં રામ રામ, એવી રીતે રડારોળ ને ભયંકર કાકા-
રોળ કીકીયારી સંભલાઇરહી હોય, તેવખતનો દેખાવ
કોઇ ઉજ્જડ અને વેરાન જંગલ કરતાપણ અધીક બીહા
મણો થઈ રહયો હોય, સ્ત્રીનુ મરણ હોયતો તેનો સ્વા-
મી બીચારો હજારો રૂપીઆનો ખરચકરી દેવાદારથઈ
જેમતેમ પરણેલોહોયતે સુંદર સ્ત્રીના સદાના વિજોગમાં
ગરક થઇ રહયો હોય, આરક્ત નેત્રમાંથી જળની ધાર
વહી જતી હોય, એવા અશુભ સમયમાં મરણની પછ
વાડે ન્યાતની પંચાતનો ઠરાવજ વડી કાઢેલો કે ન્યાત
ના લોકોને જમાડયા વગર ચાલેજનહીં. આતે કહીં મ
નુસ્મ્રતિ કે પારાશર સ્મ્રતિમાંથી પંચાતવાળાએ ન્યાત
ના લોકો ઉપર જમવાનો કર ચોંટાડી દીધોછે; આ શો
જુલમ, ખાવુંજ હોયતો આખા વર્ષમાં બીજા ટાંણા
ટચકા કે ઉત્સવના દીવસનથી આવતા? કે આવા અ
શૂભ સમયમાં પણ ન્યાત જમાડવી! મરનારના સ-
ગા સ્નેહી નો દીલગીરીમાં હોય તેટલાગાંનો તે બીચા

રાઓને મોટી બીજીજ શોચના થઇપડે કે દીવશ કરવો તે શી રીતે કરવો? દર દાગીના કોહોને ત્યાં ગીરવી મુકીએ? ક્યાંથી કરજે પઇસાઆણીએ? આતો ગોળઆણો, ખાંડ આણો. ઘી લાવો, તેલલાવો, ગંઉ લાવો, ઈંધણ લાવો, પાતરાલાવો, કાંહા રસોઈકરવી, શું જમણવાર બનાવવું, ફલાણાને આગ્રહ કરી તેડી લાવો, તે કેમ જમવા નહીં આવે? કંઇ દુભાયોછે કે કેમ, વરો કરતા કેમ આપણી આબરૂ રેહેશે, વિગેરે વિગેરે વિવંચનામા ન્યાતના ઠરાવથી ગજા ઉપરાંત થઈ ઘસડાવવું પડેછે એટલે મરનારનું તો મરણ થયુંજ. પણ તેની પાછળ જીવતાનું પણ મરણ!! હવે એવાં જુવાન માણસના મરણ દીવશની ન્યાતી ભોજનમાં પેલા મરનારથી પણ વધારે ઉમરના એટલે છેક ઘરડાં એંસી વરસના ડોસા સુધીના સખશો પણ જમવા જાય! તે વળી ઘરેણાગાંઠા ઊંચા પિતાંબર પેહેરીને. આતે કેવા કઠણ હૈયાના લોક! તેમની આંખે પેલા મરનારના પ્રેતની પ્રતીમા નહીં ઝઝુમતી હોય! ખાવાતે કેમ કરી બેસાય! સાહેબ એ રીવાજનો વિચાર કરોજુવો.

પારસી— ધિઃક ધિઃક એ ઘાતકી ઠરાવને! એકવાર

વાઘની દાઢે માણસના રૂધીરનું માંસ લાગ્યુ હોય એટ લે તેને સ્વાદિષ્ટ થઇ પડતુ હશે, તેમ કેટલાક લોકને જુવાન સખસના મરણ દીવશમાં પણ જમવા જવાનો ચડસ લાગેલો હશે, એટલે તેની સર્વે ઇંદ્રી બેહેર મારીગઇ હશે, તેથી જમીને ચાલ્યો જાય, તેને આંખો મિચી જમવા સાથે કામ, જમાડનાર જોઈએતો જાહાનમની ખાડીમાં જાઓ, તેની તેને કંઈ જરૂર નથી. એવા પૃરૂષનેતે સેતાન કહીએ કે બીજી કંઇ ઉપમા આપીએ?

વાણીઓ– શેઠજી, કોઈ વિચાર કરી તપાસીજોતા નથી કે એ જુવાનનો દીવશ કોઇ નહીં જમાડે અને કોઈ જમવા નહીં જાય, તો શું સત્યાનાશ જતુરેહેશે? શેઠજી ન્યાતની અગ્રવાદી શેઠાઆઓને ઘણીવાર વિનંતી કરી કહુંછઉ કે તમે લોકો ઉપર ન્યાતવરાનો લાગો છે તે કાહાડોનાંખો! અને લોકોને જમણવરા કરવા વિષે સ્વતંત્રતા આપો તો ન્યાતના લોકો થોડા વર્ષમાં દેવારૂપી દુઃખમાંથી છુટશે અને ધીરે ધીરે પૃંજીવાળા થશે એટલે સુખી થશે. અને પોતાની મરજી પ્રમાણે ફાવે ત્યારે વરા કરી લોકો જન્મ્યાનું સાર્થક કરશે,

તેથી ન્યાતીવરાનો ઠરાવ છે તે તદ્દન કાહાડી નાંખો એમ ઘણીએવાર કહ્યું પણ મારૂં ગરીબનું કહ્યું ગણકારે કોણ? પછી કેહેવું મુકીદીધું.

**પારસી**— કેમ ગભરાવોછો મેહેતાજી સાહેબ, કેહેવંત છે કે "થાકશે ત્યારે પાકશે" તેથી ધીરજ રાખો, આપોઆપ સમજીને લોકો ન્યાતી વરાનો લગો દૂર કરશે.

**વાણીઓ**— અરે! તે સમજશે કયે વર્ષે? જેમજેમ દીવશ જાયછે તેમતેમ લોકો ઘમાઇ ચાલ્યાને! તે કોઈ મારૂ મન તો ઘણું કષ્ટ પામે છે સાહેબ.

**પારસી**— તમારી ન્યાતમાં એક જમણવરાએ સુમારે કેટલો ખરચ થતો હશે વારૂં?

**વાણીઓ**— મેહેરબાન એક નાતી-વરામાં સુમારે રૂા. ૭૫) ખરચ થતા હશે, ખરો.

**પારસી**— તમે જ્યારે એક વરાએ રૂા. ૭૫) ગણાવોછો તો તમારા કેહેવા પ્રમાણે કન્યાના બાપને ઘેર ઓછામાં ઓછી ત્રણ નાતો થાય છે ત્યારે તેનો ખરચ રૂા. ૨૨૫) તથા બીજી રીતભાતના સુમારે રૂા. ૭૫)તો થતા હશે, ત્યારે રૂા. ૩૦૦)ની તજવીજ તો ફકત

એકજ લગ્ને કન્યાના બાપે કરવી જોઇએ, એમ જણા ય છે. તે વગર તો તેને છુટકોજ નહીં. વળી વરના બાપને તો બે નાતો જમાડવી કહોછો તો તેના રૂ૧૫૦ થયા અને પલ્લાના ઓછામાં ઓછા રૂા. ૬૦૦)તો હશે અને લગન ક્રીયાનો ખરચ તથા જાન લઈજતા લાવતા વગેરે ખરચ રૂા. ૧૫૦) દોડસોજ રૂપીઆ ધારીએ તો તે મળી ઓછામાં ઓછા રૂા. ૭૫૦) વરના તરફના ને રૂા. ૩૦૦) કન્યા તરફના મળી એકજ લગ્ને રૂ૧૦૫૦ નો ખરચ થયો. વળી મરણ પાછળ ઓછામાં ઓછી ત્રણ ન્યાતો કહી તો તેનો ખરચ રૂા. ૨૨૫) અને ઉત્તર ક્રીયાનો કંઈજ નહીં તો રૂા. ૨૫)તો હશે? ત્યારે રૂા.૨૫૦) અઢીસેંની મોહોકાણ એકજ મરણમાં વળી રેહેતી હશે? ત્યારે એ પ્રમાણે તમારી ન્યાતમાં વર્ષદાહાડે કેટલા વરા થતા હશે? એક સુમારે બોલોની? જાણી કોઈ થોડુંજ બેઠું છે.

**વાણીઓ–** સાહેબજી, અજમાસે ધારૂછઉ કે લગ્ન તથા અધરણીના મળી ઓછામાં ઓછા દસ અવ શરતો આવતા હશે. હું ફકત હમારા એકજ ચોરાની વાત કરૂછઉ શેઠ,- હવે એના વરા અજમાસે ચાલીસ

તો થના હશે. અને મર્ણ કાર્ય દસજ ગણીએ તો તેના ત્રીસ વરાતો ખરા, બધા મળી આખી ન્યાતમાં સીતેર વરાનો અજમાસ થાયછે.

**પારસી—** સીતેર વરા એટલે તેના રૂા. ૭૫)પ્રમાણે તો રૂા. ૫૨૫૦) થયા. અને ક્રીયા કાજના રૂ ૭૫૦) ગણીએ તો ૬૦૦૦) છ હઝાર રૂપીઆનો એકજ વર્ષે વરા ખરચ? હાયહાય! આ કેટલો બધો ખરચ!! એ પ્રમાણે તમારી ન્યાતમાં એક વર્ષે દાહાડે અજમાસે કેટલીક પેદાસ હશે?

**વાણીઓ—** તમે શાંત સ્વભાવના સાહનશીલ અને માયાળુ મનના ઉમરાવ ગ્રહસ્થ દેખાવ છો તો તમારી સાથે ખુલાશાવાર વાતચીત કરવાને મને ઘણી ઉલટ થાય છે. સાંભળો સાહેબ, હમારી ન્યાતમાના ફકત દસ કે બાર જણા કર્જ વગરના હશે તે જરા વેપાર કરી સુખથકી રોટલા ખાય છે, પણ તે કંઇ પચીસ ત્રીસ હઝારની આસામી ગણવામાં આવતી નથી, ન્યાતની ગુંજાસ પ્રમાણે સાધારણ રીતે ઠીક છે. કેટલાએક તો ગાંધી વશાણાની તથા કાપડની એવીં દુકાન માંડી જેમતેમ બિચારા પોતાનું ગુજરાન ચલા-

વે છે, કેટલાકતો સાહુકારી નોકરી કરે છે, વર્ષદાહાડે પચાસ સાંઠ કે સો રૂપીઆ પેદા કરતા હશે, કદી એ-કાદજણ સોથી વધારે મેળવતો હશે તો તે એકજણ કંઇ ગણતીમાં આવે નહીં. વળી ઘણા ખરા ઘર તો રળતા પુરૂષ વિનાના થઇરહ્યા છે, બિચારી વિધવા બાઈઓ પોતાના નાહાનાં નાહાનાં બચ્ચાનું જેમતેમ દળી ખાંડી કોઈની મેહેનત મજુરી કરી જ્યાં-ત્યાંથી ભરણ પોષણ કરતીઓ હશે, કેમકે થોડોક ભંડોળ હશે તેતો પેલા મરદ મરણ પામ્યા તેની પાછળ ન્યાતના ઠરાવ મુજબ જમણ-વરામાંખર્ચીને પરવારી રહેલી, તે ભંડોલ રહ્યા હતે તો સુખેથી જુવાર બા જરી ખાતે અને છોકરાઓને સારીપેઠે ભણાવવાની સવડ થતે, વળી કેટલાકને તો ઉદ્યમ સુઝે પણ ન્યા-તી-વરામાં દેવાદાર થએલા એટલે બિચારાને કોઇ નાણાં સંબંધી આસરો આપે નહીં; તેથી જાણે બિન રોજગારી જેવા બેઠા બેઠા વિચાર કર્યા કરે. એવી હકીગત છે તે કહુછું. હવે અજમાસે મારા ધાર્યા મુજબ તો દરએક ઘર દીઠ વધારેમાં વધારે તો રૂ. ૭૫ પોણુસોના પેદાસની સરાસરી થતી હશે, હવે એક

રોજ ઘરનો હીસાબ ગણીએ તો વર્ષ દીવશે ફક્ત બે દાસના રૂા. ૭૫૦૦) થતા હશે, તેમાંથી ઘર ખરચના અડધા રૂપીઆ બાદ કરીએ તો રૂા. ૩૭૫૦) સાડી-સાડતીસેં ની પેદાસ જાણે રહી.

પારસી– મેહેતાજી સાહેબ, તમે એક વર્ષની પેદાસ તો રૂા. ૩૭૫૦)ની ગણાવોછો, ને વરા ખરચ તો રૂા. ૬૦૦૦) થઈચુકેછે ત્યારે તો એકજ વર્ષે રૂ ૨૨૫૦ બે હઝાર બસેં ને પચાસ રૂપીઆનો ખાડો તમારી ન્યાતમાં દેખાય છે. અરે! તમારો આટલી રાંક ન્યાતને માથે એકજ વર્ષે આટલો મોટો નાણાનો ધક્કો કેમ નાભશે! કોડી ઉપરતે મણનો બોજો કેમ આ . ખોદા ખોદા, એ કેવી કઢંગી ચાલ!!! જલદીથી ન રીવાજ બંધ નહીં થશે તો તમારી ન્યાતના લોક થો ડા વર્ષમાં ધુળધાણી, ખાખાલિખી ને ખેદાન મેદાન થઈ જશે.

વાણીઓ– તમેતો હમણા કહોછો કે ધુળધાણી ને ખેદાન મેદાન થઈજશે. પણ કેટલાકતો ક્યારના એ એ ન્યાતી-વરાના શતરૂ રૂપ ઠરાવ થકી કચરડાઈને ખાખાલિખી થઈગયા છે. આગળ સારી અવસ્થામાં

હતા તે વર્ષો વર્ષ ઉપરા ઉપરી વરા કરી કરીને દેવા-દાર થઇગયા એટલે ઘરબાર તેમાં જતારહ્યા, તોએ દેવામાંથી નહીં છુટકો થયો ત્યારે પરદેશ જતાંરહ્યાં. નાહાના નાહાના બાળકોને જ્યાં-ત્યાંથી બે પઇસાલાવે તે આશાએ નોકરી મોકલી દીધા, ભણાવે કેમ કરી; ઉત્તમ કેળવણી શી રીતે આપે, જેમ તેમ કરી ઉદર નિર્વાહ ચલાવે, ઘટારત નહીં એવા ઉદ્યમ કરવા લા-ગ્યા. અરેરે! બિચારાઓની દુર્દશા!! ન્યાતમાં નહીં, જાતમાં નહીં, ત્રાહાય ત્રાહાય! પરમેશ્વર!! આ કેવો વિપરીત કાળ!!! જેની મુછપર લીંબુ નહીં ઠરતા તે પુરૂષોની ન્યાતી-વરાના ઘસારાથી હાવી દસા થઇ શું કરે બિચારા! ન્યાતની પંચાતના ઠરાવ આગળ લાચાર; ઠરાવની બીહીકથી-ને બીહીકથી છાનાછાના નાણા કાડી દેવારૂપી દરીઆમાં તણાતા ગયા. જો જમણવરા કરવાનો લાગો પંચાત તરફથી નહીંજ હતે તો તેઓ સ્વતંત્રપણે પોતાને બની આવતે તો વરા કરતે, નહીંતો કંઈ કરજે નાણા લાવી લોકોને જમાડત નહીં. શેઠજી, સર્વ દેશમાં અને સર્વ કાળમાં ધનની વડાઇ છે. હવે જે નિર્ધન થઇ બેઠેલા તેના બધાએવાના

બગડે છે. સંસારમાં તેનાથી કંઈપણ સત્કાર્ય થઇસક્તુ નથી. ત્યારે જન્મ્યા ને નહીં જન્મ્યા એ સરખુંજ. પાસે ધન હોય તે વડે દાન, પુન્ય, પરમાર્થ, તીર્થ, યાત્રા વિગેરે શુભ કર્મ બનીશકે છે. વળી અંગમાં ઉદારત્વ હોય તો વાવ, કુવા, ગરીબ લોકો વાસ્તે ધર્મશાળા અનાર્થ વાસ્તે સદાવ્રત વિગેરે કરી શકાય, પોતાના બાળકોને સારો વિદ્યાભ્યાસ કરાવી શકે, ઉત્તમ કેળવણી આપવાની ફુરશદ મળે તો તેથી તે વિદ્વાન થઈ રજદ્વારી કામકાજમાં સામેલ થાય; વિગેરે અનંત લાભ ધનમાં સમાયલા છે- તે ધનતો અજ્ઞાનપણાથી અણઘટતા કાળમાં વરાની પાંખ વડે ઉડી જાય, ઘરમાં પુરતું વખતે વખતે ખાવાનું અંન મળે નહીં, ને છોકરાઓને તે ભણાવી ગણાવી ક્યાંથી ચંચળ કરે, છોકરો જરાક લખતા કે વાંચતા સમજણો થયો કે તેના મા બાપને લોભ છુટે એ સ્વભાવિકજ છે કે મેહેનત મજુરી કરી તે બે ચાર રૂપીઆનો પગાર મહીને લાવે તો જુવાર બાજરી આણવામાં કામ આવે વળી સાહુકારને કરજમાં થોડું થોડું તો આપ્યા વગર ચાલે નહીં, હવે તે બિચારાએ શું કરવું, દરિદ્રાવસ્થા એટ-

સે એમ કીધા વગર છુટકોજ નહીં, કદાપી દૈવ યોગે દોઢસો બસો રૂપીઆ એક વર્ષે પેદા કીધા તો એવા એવા ચાર પાંચ વર્ષે પુરાય એવો ખાડોતો આગળ વરા ગયા હોય તેનો ખોદાઈ રહેલો હોય, કદી તે ખાડો પુરાઇ રહયો તો વળી બીજો કંઇ પ્રસંગ આવે કેમકે વિસ્તાર વાળા ઠર્યા, એટલે નવો ખાડો પડે. જેમ ભરવાડનું સુતક ટળે નહીં તેમ બિચારાનું દેવું ટળે નહીં. પૈસા સંગ્રહ શીરીતે થાય, ઉદ્યમ કરી એકઠું કરે તેતો ન્યાતના જમણવરામાં ઉંટના સીંગડાં ગયા તેમ ચાલ્યુજાય. ત્યારે પુંજી વધવા ક્યાંથી પામે? એતો જ્યારે ધણી ધણીઆણી બેજણ છડેછાંટ હોય તો વળી કંઈક પુંજી સાચવી શકે. બાકી વિસ્તારીના તો એ વરા રૂપી રાક્ષસની આગળ કંઈ ઇલાજ નથી. વધારે વાત શું કહીએ? પોતાના સંસારના ભરણ પોપણની ચિંતામાં નિર્ધન પુરૂષ થકી બે ઘડી સાહેબનું નામપણ લઈ શકાય નહીં તો પરમાર્થ ક્યાંથી સુઝે; ધીરવીર પુરૂષો પણ દેવાની ફીકરમાં જ્ઞાન, વિવેક, શાહાણપણ વગરના ગુમ થઈ બેસીરેછે, એવી રીતે આ ભવમાં તેના હાથથી કંઈ પુરૂષાર્થ નહીં બન્યો

એટલે સેહેજ પુનર્લગ્ન પણ બગડયો સમજવો, એ દેખીતુંજ છે. એ બધી દુરાવસ્થા ફક્ત ન્યાતી વરાના જમણવરાથીજ મારી નજરમાં તો આવે છે.

પારસી– શું? ન્યાતીના જમણવરાથીજ લોકો તન્નાસ થઈગયાછે, કેમ?

વાણીઓ– ત્યારે શેઠજી બીજા કયા કારણથી લોકો પાયમાલ થઇગયા? એક વિચાર કરીજુવો કે વખતે વેપાર ધંધામાં ખોટ થકી અગર અગ્નિ કે ચોરીની આંચમાં કોઈ તુટી જાય, તો તે વાત એક ખુદરતી છે, માણસના હાથમાં નથી. પણ શેઠ, એવી ખુદરતી ચાબુક સેંકડે બે ત્રણ જણને લાગે, કાંઈ સેંકડે નવાણુંજ જણને લાગે, એ એકાએક અસંભવિત છે. તેથી ચોકસ કહુછું કે ન્યાતી-વરાને લીધેજ લોકો કંગાલ હાલતમાં આવી પડયાછે. નિરાધાર એખલી રાંડોરાંડ બાઇ પાસેથી પણ તેના ઘરના દાંડા, દરદાગીના વેચાવીને, વળી દળણું ખાંડણું કે રેંટીયો કાંતી એકઠું કરીમુકેલુ હોય તે તેના છોકરાના મરણ પછવાડે જમણવરામાં ખરચાવી દેય, તેનેપણ માફી આપે નહીં. અરે એ ન્યાતી-વરાનો કેવો કમકમાટ ભ

રેલો ને ઘાતકી ઠરાવ !! અરેરે એતે કયા સાસ્ત્રમાંથી કાયદો ઠોકી બેસાડયો છે! કે ન્યાતીલા લોકો ઉપર જ મણવરાનો કર!!!

**પારસી—** દાદાર અહુરમજદ, પાક પરવરદેગાર, આ બિચારા વાણીઆનાં નાતમાં જમણવરાનો આશો ગજબ!! ઘણીજ અફશોશની વાત છે. તમારી વાણીઆ લોકની શાહાણી કોમને ઘણીજ હીણપત લગાડનારી ચાલ છે.

**વાણીઓ—** હાજી, હીણપત લગાડનારી વાતતો ખરી, અરે હમારી ન્યાતના એક વૃદ્ધ ને આબરૂદાર પુરૂષે જેમતેમ કરી પોતાના પુત્રને પરણાવ્યો હતો. તેમાં વરા ખરચ થયો, પછી છોકરાની વહુને અઘરણી આવી, તેનો વરા ખરચ થયો, બાદ તે વહુ ગુજરી ગઈ, તેના જમણવરા દીવશમાં કરવા જોઇએ, હવે ધન કયાંથી લાવે, કોનુ ઘર ફાડવા જાય, ન્યાતની સખત રીત પ્રમાણે કંઇપણ જમણવરા આછાપાતળા તો કર્યા વગર ચાલેજ નહીં. વહુ ગુજરી ગઇ તેનું દુઃખતો ભુલીજ ગયો, પણ ન્યાત જમાડયા વગર આબરૂજ કેમ કરી રેહેશે? એજ ફીકર બિચારાના

અંતરમાં પેઠી! ગયા વરામાં તો, હતું તે સર્વે સત્યા નાસ ને ઓટલા મસીદ થઈરહેલું. પછી કંઇજ માર્ગ ને ઓથ નહીં દેખાઈ, ત્યારે અંતે જળમાર્ગ પકડવો પડયો. પિતાજી પરદેશ ગયા એટલે તેની પાછળ તેનું કાર્ય તેના જુવાન પુત્રને કરવુ પડયું, એટલે તેમાં સાવરણી કે સુંથીઉ સુદ્ધાં જતા દેવું થઇગયું, હવે એ બધી ખરાબી ન્યાતીવરાને લીધેજ થઈ કે નહીં? ખાવા પીવાના સાંસાં ત્યારે ફરીથી તે ક્યાંથી પરણે ને તેનો વંસ ક્યાંથી વૃદ્ધી પામે! એવાતો કેટલાએક જણ વાંઢા થઈપડયાં, કેટલાએકતો મૂળથીજ પરણવા વગર રહી ગયા છે. શેઠજી હવેતો આગળ કરતાં ન્યાતના લોકની સંખ્યા ઘણીજ ઓછી થઇગઈ છે. અને બધી વાતે લોકોની કળા ઘટતી ગઇ છે પણ કોઈ એમ સમ જતા નથી કે જમવા વાળા લોકને તો રાતના વાળુ કીધા બરાબર છે, પણ ગરીબ જમાડનારના તો બિચારાના ત્રણ ચાર વર્ષના રોટલાજ ચટણી માફક એક બે દીવશમાંજ વટાઇ જાય છે, એતે કંઇ ન્હાની સૂની વાત છે? કાળો કેહેર ગુજરે છે!! પણ કોઇ દયાવંત શેઠીઓ આગળ પડી રૂડો બંદોબસ્ત કરતો નથી

ને લોકોની દુર્દશા જોયા કરેછે એ ઘણીજ અફસોસની વાતછે, વધારે કેહેવા કંઈ જીભ ઉપડતી નથી.

પારસી– મેહેતાજી સાહેબ, તમારા હીંદુલોકની બધીજ ન્યાતોમાં પંચાત તરફથી કાર્ય પ્રસંગે જમણવરાની ન્યાતનો હક હોયછે કે લોકો ખુશીથી જમણવરા કરે એવું છે?

વાણીઓ– શેઠજી, હમારી હિંદુલોકોમાં દક્ષણી બ્રાહ્મણોની જે ન્યાતના લોકો છે તે લોકોએ પોતાની ન્યાતના લોકો જલદીથી ઉંચી દશામાં આવે ન્યાતીલા લોકો ઉપર જમણવરા કરવાની ઝેરી કટાર કોઈપણ પ્રકારે રાખી નથી, માટે હરેક તે કાર્ય પ્રસંગે ધણીની મરજી માફક કરે છે, જોઇએ તો દસ રૂ. ખરચકરી છોકરો કે છોકરી પરણાવીદેય, જોઇએતો લાખ રૂ૦ ખરચકરે, તેનો હાથ પોંચતોહોય તે મુજબ વરા કરે છે. તેથી તે લોકો આજકાલ ઘણા સુખી વર્ગમાં ગણાયછે, વિદ્યા, હુન્નર, વિગેરે કામમાં તેમની શ્રેષ્ટ પ્રતિષ્ટાછે. વળી ઘણીખરી ન્યાતના લોકો તો કેટલાએકવર્ષ આગળથી જ ચેતીને પોતાની ન્યાતમાંના અણઘટતા વરા ખરચનો ભારે બોજો દૂર કરી નાંખ્યોછે, જેવાકે શ્રાવક ધર્મ

પાળવાવાળા આ દેશના વાણીઆ તેમજ મારવાડ દેશમાં રેહેનારા મારવાડી વાણીઆ, એ લોકો પોતાની મરજી પ્રમાણે વરા ખરચ સંપત મુજબ કરે છે, પંચાતનો કંઇપણ પ્રકારે વરા સંબંધી હક નથી. ને મોટો શ્રીમંત વરા કરે- તે જોઇ ગરીબ માણસ કંઈ તણાઈ મરતો નથી, પણ હમારી ન્યાતમાના લોકોતો જાણે હડકવા ચાલ્યો હોય તેમ દેખા-દેખીથી પણ વરા કરેછે; છાપરૂ વેચાઈજાય તેની ફીકર રાખે નહીં.

**પારસી–** વારૂ પછી.

**વાણીઓ–** કેટલીક ન્યાતોમાં તો સંવત ૧૯૩૩ ના દુકાળના વખતમાં વરાનો ખરચ ઘટાડી દીધો. લાડ, મોઢ, પોરવાળ વાણીઆની ન્યાતમાં વરા કરવા વિષે લોકોને સ્વતંત્રપણું બક્ષીદીધું છે, એટલે અમુક કાર્યે આટલા વરા કર્યા વગર ચાલેજ નહીં; એવું બંધન હતું તે દૂર કીધું છે. સાબાસ છે, એ શેઠીઆઓને કે ગરીબ લોકોનું ભલુ ઈચ્છયું!! વળી સુરત જીલ્લામાં કેટલીક ન્યાતોમાંતો ગરીબને નીભાવી લેવા એવી બારીક નજર તેના આગેવાન શેઠીઆઓએ પોંચાડીછેકે, ખબડદાર મરણ પાછળ જે તેરમા દીવશની

ન્યાત કોઈ કરે તો ખાંડ વાપરવી નહીં, ગોળજ વાપરે; પછી શ્રીમંત હોય કે ગરીબ, વિના કારણ કોઇ અશૂભ કામમાં મોટાઈ મેળવીશકે નહીં, ધન્ય છે એ શેઠીઆઓને! પણ હમારી ન્યાતમાના આગેવાન શેઠીઆઓ બંદોબસ્ત કરતા નથી એ લોકોના હિત શતરૂ જેવા માલમ પડે છે.

**પારસી–** સાહેબ તેઓને સારો બુદ્ધિ આપશે.

**વાણીઓ–** દમણ તાલુકાના ઔદીચ બ્રાહ્મણો તથા સુરત જીલ્હામાંના મોડ, મોતાળા, વિગેરે બ્રાહ્મણો એ ન્યાત-વરાના ઘાતકી હકથી છેકજ દુઃખદાઇ હાલતમાં થોડાક વર્ષ ઉપર આવીપડયા હતા, પણ વર્ષ આઠ દસ થયા તે લોકોએ વરા વિષે બંદોબસ્ત કરીદીધો તો હમણા હમણા પાછા સુધરવા માંડયા છે. સમસ્ત ન્યાત જમાડવી એવું જે આગળ હતું તે બંધ કરીદીધું. ફકત પોતપોતાના વેહેવાર જેટલા ઘરવાળાને જમાડીને જોઇએ તો કાર્ય પુરૂ કરે, જોઈએતો આખી ન્યાત જમાડે, તેપણ નિયમીત ન્યાત. એટલે મર્ણ પાછળ ફકત ત્રયોદશાનીજ ન્યાત એકજ, લગનની એક ન્યાત કન્યાના બાપ તરફથી ને એક ન્યાત વર-

ના બાપ તરફથી મળી બેજ, અને શ્રીમંતની આગ ળ ત્રણ ત્રણ હતી તે ફક્ત એકજ ન્યાત, ઉપવીતની ત્રણ નાતો કરવી પડતી હતી તેનીપણ એકજ ન્યાત જમાડવી એવો ઠરાવ બાંધી કાઢ્યો છે, તેપણ ન્યાતની પંચાતના કંઇ હકથી નહીં, વરા કરનારની ખુશી હોય તોજ; પણ હમારી નાતમાંતો કોઇએ ગરીબ લોકો તરફ લક્ષજ આપ્યો નથી. એ લોકોના દુર્ભાગ્ય! અને શેઠીઆઓનુ અજ્ઞાનપણુ! શેઠજી નાતો જમાડવીજ એતો ગાડરીયા પ્રવાહની માફક કેટલીક સદી થયા ચાલતું આવ્યું માલમ પડે છે. હવેતો હમારી નાતના શાહાણા શેઠીઆઓ સમજીને કંઇ વરા ખરચ તદન નહીં કાડીનાંખે તો ભલે, પણ કંઈ ઓછા કરે તોએ ગરીબનું ભલું વિચાર્યું કેહેવાશે, ને આગળ પડી એવો બંદોબસ્ત કરનારનું પરમેશ્વર ક્રોડ ગણું પુન્ય વધશે. નહીંતો નિર્ધન માણસને તો વગર મોતે મરીજવાનો વખત પાસે પાસે આવ્યો છે.

**પારસી**— મેહેતાજી સાહેબ, હમણાની બીના તમારા જાણ્યામાં નહીં હશે? તમે વાત કરોછો ત્યારે મને યાદ આવી. રેવિન્યુ કમીશનર મેહેરબાન શેપર્ડ સાહે-

બ બાહાદૂરે ચરોતર જીલ્હાના પાટીદાર લોકોની સભા એકઠી કરીને તે લોકોમાં લગ્ન કાર્ય, તથા મર્ણ કાર્ય, વિગેરેમાં જે અનહદ ને કઢંગો ખરચ હતો તે કઢાવી નાંખી સઉને નિભાવ ભરેલો ઠરાવ કરાવી આપ્યોછે, એવું સાંભળ્યું છે. ધન્યછે, એ શેપર્ડ સાહેબને! કે જે પરાયા મુલકના ને પરાયા ધર્મના મનુષ્યને, કે જેણે ત મારા હિંદુલોકોની હાલત જોઇ અંતઃકરણ દયાભૂત કર્યું! અને અખંડ કીર્તિ મેળવી, અમર નામ રાખ્યું!!

વાણીઓ– (નિસાશા નાંખીને) અરે બધી ન્યાતોમાં વરા ખરચ લોકોએ ઘટાડી દીધો છે પણ હમારી ન્યાતમાં એમ ક્યારે થશે? મારોતો જીવ પળે પળે અટવાય છે.

પારસી– મેહેતાજી સાહેબ, એમ શોચના કરેથી કંઈ કાર્ય થશે નહીં અને જે આગળથી તમારી ન્યાતમાં વરા કરવાનો ચાલ ચાલતો આવ્યો હશે તે કંઇ એકદમ તદન કાહાડી સકાશે નહીં. એતો ધીરે ધીરે એની મેળે ઓછા થશે. પણ મને એક વાતે આશ્ચર્ય લાગેછે કે તમે આટલુ આટલું જાણતા છતાં તમારા નાતના શેઠીઆઓને આગળ પડી હકના વરા કાહા-

ડીનાંખવા કેમ કહ્યું નથી?

**વાણીઓ**— મેહેરબાન એવું છે કે હમે પૈસે ટકે ખાલી એટલે ગરીબ ઠર્યા. કોઇને કહેવા જઈએ તો તે હડખાયા સ્વાનની માફક કડવા આવે, ને કહે કે બેસબેસ સાળા મફતની લવરી કરતો, તું માંહી બહુ સમજેછે તે, મોટો જમવાનું કાહાડીનાંખવા આવ્યો. એવા વચન સાંભળી આપણે તો પિપળાના પાંદડા જેવા હલકા થઈ બેસી રહીએ, ગળે ગાંઠ ને મોટે ડુચો. બીજા કોહોને જઈ કહીએ? ન્યાતના કેટલાક દુરાગ્રહી પુરૂષોને મન તો એવું કે અસલ કેહેવતમાં આવે તે તથા શાસ્ત્રમાં કહેછે કે ( કન્યાના બાપને બીજી કંઈ સંપત્ત નહીં હોય તો જમાઈને ફકત કંકુનો ચાંલો કરી કન્યા આપવી) એતો ખોટું છે પણ કન્યાનો બાપ શાસ્ત્રે કે અશાસ્ત્રે ગમે તે રીતે પરણાવે તેનું કંઇ કારણ નહીં ને કન્યાનો બાપ જોઇએ તો ભાટચારણ કે વેરાગીને ત્યાંથી નાણા લાવી અગર કોઇ વેરાગી પાસે જમણવરા કરાવે પણ તે દુરાગ્રહીને તો લગ્ન પાછળ જેટલી નાતો જમતા આવ્યા તેટલી જમવીજ, એ ખરૂછે એમ માની બેઠા છે. હવે એતે

નાતનો કેવો રીવાજ! ને એના આગળ તે હું ગરીબનો કોણ બેલી! એનો નાતના આગેવાનશેઠીયાઓજ પોતાના ઘેરના કાર્ય પ્રસંગે વરા ઘટાડીદેવા જોઇએ, અગર વેહેવારજ કરી બેસીરેહેવું જોઈએ એટલે તેનું જોઈ બીજે કરે ત્રીજે કરે આ ચાલ્યો રીવાજ, પણ મોટા તે મોટાઇમાં જાય, ને ગરીબનો તણાયા જાય. પેહેલવેહેલું પગલુ ભરવા આગેવાન શેઠીઓ મનમા જરા પાછો હટે છે પણ તેણે તેમ નહીં કરવું જોઈએ ગરીબ લોકો ઉપર ઉપકારજ કરવો હોય તો પછી ડર શેનો ધરવો? એક કે બે મહીના લોકો કહે કે ફલાણાને તાં અહુશાંતકની નાત નહીં કરી કે શ્રીમંતની એકજ નાત કરી કે ફ્‌ત તેરમુંજ કરયું ને બીજા વગ કર્યાજ નહીં. એમ લોક કહે તેમાં શું જતુરહ્યું. પણ પોતાની નાતના લોકો પછી તેટલાજ ઓછા વરા કરે ને સુખી થાય ને અંઃતકરણથી પેહેલ કાડનારને આશીષ દીએ તેનું પુન્ય તે શેઠનેજ છે. ને તેનો અમર આત્મા એજ પુન્યથી અખંડ સ્વર્ગ સુખ ભોગવશે. પણ એવો કોણ ગરીબ નાતના લોકનોબેલી, શૂરોમર્દ, પરદુઃખભંજન, પુણ્યવાનપુરૂષ છાતી ઠોકી એ કામકરશે?

પારસી— અરે નહીં શાને સારૂ? તમારી ન્યાતમાં પંણ એવા પેહેલવેહેલું પગલુ ભરે એવા પુરૂષો હશેજ. તમારી વાત સર્વે મારા ધ્યાનમાં છે તે યાદ કરી "ન્યાતી-વરા" એવા નામની ચોપાડીઓ હું છપાવીશ ને તમારી ન્યાતવાળાને ત્યાં મોકલ્લી આપીશ કે તે વાંચી ધ્યાનમાં લઈ તરત કંઈપણ વરા ખરચ ઘટાડી દેશે એમ મને માલમ પડે છે તમારો નાતના શેઠીઆઓ કોઈ મને મળશે તો બે વાત કહી સંભળાવીશ કે એ વાત કંઇ મન ઉપર ધરે. વારૂ પણ તમારી નાતમાં વરા વિશે કેવી પ્રકારે બંદોબસ્ત થાય તો તમારૂ મન પ્રસન્ન રહે, તેતો કહો?

વાણીઓ— શેઠ સાહેબ મારી વાત જરા પ્રથમ સાંભળોલ્યો, કે હરેક તે નાતના તીલકધારી શેઠની તો ફરજ એજ છે કે પોતાની નાતનો સંસાર સુધારો સારી રીતે થાય એમ કાયદા બાંધતાજવું જોઇએ. જેમ સારો રાજા પોતાની પ્રજાનું રૂડીરીતે પાલણકરેછે તેમ ને જેમ પિતા પોતાના બાળકનું હરેકરીતે રૂડું જ ઇચ્છેછે, તેવી રીતે નાતના શેઠેપણ લોકોનુ રૂડું જ ઈચ્છવું જોઇએ, તેમ છતાં તે તેમ ન કરેતો કૃતઘ્ની કેહેવાશે. અને

પરમેશ્વરનો અપરાધી ઠરશે એમા સંદેહ નથી. ને જે પોતાની નાતના લોકનુંજ ભલુ નહીં ચાહશે તો તેનું પણ ભલું ક્યાંથી થશે, દરિદ્રી ને દુઃખીજ રેહેશે. હમારી નાતના શેઠે તો એમ કરવું જોઈએ કે નાતમાના પાંચ માણસ કે જેઓ શાહાણા, નિષ્પક્ષપાતી, અને વજનદાર છે તેઓને પોતાનો વિચાર વરા ખરચ ઘટાડવાનો જણાવવો. બાદ તેનો તથા પોતાનો દૃઢ મત કરી પંચાત ભેળી કરવી, અને જે રીતે હવેથી વરા કરવા ઠર્યા હોય તે સઉને કહીસંભળાવી પંચાતના દફતરમાં લખીકાહાડી તે ઉપર સર્વેની સહીલેવી.

**પારસી**– વારૂ પણ તે વરા કેવી રીતે કરવા તેતો જાણવાદો?

**વાણીઓ**– હરેક તે પ્રસંગે વરા કરનારની ખુશી હોય તોજ જમણ જમાડે, તે જોઇએ તો આખી નાતને, અગર. નહીં હાથ પોહોંચે તો પોતાના વેહેવાર વાળાને; અગર તેમપણ નહીં કરેતો પોતાના કુટંબનાજ માણસને જમાડી બેસીરહે. તે સંબંધી પંચાતવાળાનો કંઇજ હક રાખવો ઘટારટ નથી, હકના વરા દૂરકરી ફકત ખુશીનાજ વરા રાખવા એ સઉથી ઉત્તમ રીવા-

જ છે, કે જે રીવાજ સુરતના વણીઆ લોકમાં છે.

**પારસી—** તમે કહોછો તેતો નાતના લોકને સવડ ભરેલું છે, કેમકે સત્તાવાન હશે તે પોતાના ઉમંગથી જ કરશે. જેમ ઘોડો પોતાના રૂપને દોડે છે. ગરીબ માણસ વરા નહીજ કરે તેમાંજ તેની શોભા સમાયલી હોય છે નાતના લોકે તેની નિંદા કરવી એ મુર્ખાઈ છે, પણ તમારી નાતમાના કેટલાક દુરાગ્રહી પુરૂષો ખુશીના વરા નહીં કબુલ કરે તો કેમ કરવું?

**વાણીઓ—** તેતો મદારીના વાંદર માફક અમસ્તાં જ માથા ધુણાવ્યા કરશે કે ના, હમેતો હેવી સહી નથી આપતા, વળી કહેશે કે એમતો લોદો લીલા થઈ જશે ને હમારે તો ખાવાનું જતું રહે, પણ તે એમ નથી સમજતા કે ખુશીના વરા રાખ્યા હોય તો અડસા ચડસીથી લોકો વધારે વરા કરશે પણ જે ઘરના સુખી હશે તેજ. તો તે રૂડુંજ થશે. લોકો દેવાદાર થઈ વરા કરશે નહીં, તો પરમેશ્વર પાસે આપણે એટલુંજ માંગીએછીએ કે દેવાદાર થઇ કોઈ વરા કરશો નહીં.

**પારસી—** તમે કહો છો તે મુજબ સ્વતંત્રતા આપવાનો નહીં ઠરોતો બીજો શો ઇલાજ?

**વાણીઓ—** ત્યારેતો એમ પણ કરવું જોઈએ કે હકતો કાહાડીજ નાંખવો ને મરણ પાછળ ફકત ત્રયોદશાની એકજ ન્યાત ખુશી હોય તો કરવી. દશા, એકાદશા, દ્વાદશા, ચઉદમું, તદન કોઈએ જમાડવા નહી. જમાડે તે રૂ૫૦) પંચાતમાં દંડ આપે. વળી ત્રીસ વર્ષની અંદરના સ્ત્રી કે પુરૂષના મર્ણ પાછળ તો તેરમાની ન્યાત સુદ્ધાં બંધ કરીદેવી, તે કોઈએપણ જમાડવી નહીં. ને કોઈ જમાડવા ઉભોથાય તો પંચાતના શેઠે તેની પાસે રૂ૧૦૦) એકસો દંડના લેવા. કોઇ કહેશેકે પરગામી કાણે આવ્યા હોય તેને જમાડયા વગર કેમચાલે? તો તેને ખીચડી જમાડવી, એ ઉત્તમ રીત છે. કેમકે તેઓ કંઇ રૂડી વધામણી નથી ખાવા આવ્યા કે કંઈ લગ્ન માહાલવા નથી આવ્યા, તેતો જુવાન માણસના મુઆની મોંહોકાણમાં આવ્યા છે. તેથી તેને ગળ્યા મોહોડા કરાવવાની કંઇ જરૂર નથી, તેને ખીચડીજ ખાવી યોગ્ય છે. મર્ણ પાછળ રૂઢી પ્રમાણે તથા શાસ્ત્ર પ્રમાણે યથા વિધી કરવી, એજ મોટો ધર્મ છે. હવે લગ્ન વિષે મારો એમ મત છે કે જે વરા કરવા તેના કરનારની ખુશી હોય તોજ કરવાં;

પણ તે આ પ્રમાણેઃ— કન્યાના બાપે ફકત લગ્નનેજ દીવશે જોઈએતો નાત જમાડવી, ને વરના બાપે બીજે દીવશે વરેઠીની નાત કરીદેવી; ગોરવની રીતભાત લગ્નને બીજે દીવશે પતાવીદેવી; ને નાત વરેઠીની વરના તરફથી થવા દેવી. લગ્નને ત્રીજે દીવશે ફકત જાનૈયા તથા વેવાઇ ભોજન કરાવવું. પેહેરામણી પલ્લું સમજી વીદા કરવા. કેહેવાનો મતલબ એજ કે એક નાત કન્યાની ને એકજ વરની, ફકત બેજ નાતો થવી જોઇએ. ગ્રહશાંતકની નાત બંધ કરવી, ને ગોરવ-ની બંધ કરવી. ગ્રહશાંતકની નાત વર તરફથી કરેતો પછી વરેઠીની નાત બંધ કરવી. મોટામોટા પલ્લા ને બબ્બે ત્રણત્રણ નાતો ને વરઘોડાનો ખરચ ને માંડવા ખરચ તથા જાન લઇજતા લાવતા વરના બાપની આં ખો બોચીએ આવીજાય છે, સાત આઠેક દીકરા હોય તો ઘર મુકી નાસવુ પડે, તેથી વરના બાપની એકજ નાત રાખવી ને કન્યાના બાપની પણ એકજ નાત રા-ખવી, તે નાતોપણ તેની ખુશીથી થવી જોઈએ. પંચા તનો વરા કરાવવાનો હક બીલકુલ જોઇએ નહીં. વેહે-વાઈ વેહેવાઈ જોઇએંતો ઢુમઢુમ વગડાવી કંકુ ને કન્યા

આપીને બેસીરહે. એમ કર્યાવગર ગરીબનોતો નીભાવજ નહીં, નહીંતો મારે ચાર દીકરીઓછે તેને શીરીતે પરણાવીશ? અંતે કંઈ નવુજુનું કરવુંપડશે, એવું મને દેખાય છે. તેથી નાતનો શેઠ બંદોબસ્ત ઝટ કરીદે તો સારૂ છે. વળી શ્રીમંતની પણ એકજ નાત કરવી; તેપણ કરનારની ખુશી હોયતો. હવે લગ્ન તથા અધરણીમાં આગળ કહ્યાં કરતા કોઇને વધારે નાત જમાડવાનો ઉમેદ હોયતો પરથમ પંચાતવાળાને રૂ. ૧૦) ખુશીના આપે ને પછી ઠરાવ્યા કરતા વધારે વરા કરે. એમ ઠરાવ્યા કરતા દરેક નાતે નાત જમાડનાર પાસેથી રૂ૧૦) દસ પ્રમાણે લેવા. કેમકે જેને નાત જમાડવા મળશે, તેને પંચાતમાં રૂા. ૧૦ આપવા પણ મળશે.

**પારસી–** એ રીતે કોઇ સુખી ને સખી દીલનો પુરૂષ ઘણા ઉમંગના કાર્યમાં ઠરાવ કરતા વધારે નાત કરવા સારૂ દરેક નાતે પંચાતને રૂા. ૧૦) દસ ખુશી દાખલ આપશે તો પછી તે નાણાનુ ફંડ મોહટું થશે તો તેનું કેમ કરશો?

**વાણીઓ–** એવા જે નાણા એકઠા થાય તેમાં ન્યાતમાંના કોઇ છેકજ ગરીબ છોકરાઓને ભણવા પાછળ

ખરચ આપવો. અગર ન્યાતમાના કોઇ નિરાશ્રિત સ્ત્રી કે પુરૂષ હોય તેને ત્યાં વર્ષદાહાડે ચાર પાંચ મણ અનાજ અપાવવું, વિગેરે ન્યાતમાના થતા દુઃખને ટાળવાના સાધનમાં તે પૈસા વાપરવા. શેઠજી હજુતો ઘણું કેહેવાનું બાકી છે, ને રાત્ર પડવાઆવી, તેથી થોડામાં કહુછુ કે હમારી ન્યાતનો કોઈ શેઠ તમને મળેતો તેને વરા ઓછા કરાવવા કેહેજોજી. વરા ખરચતો કે-દાડાનોજ ઓછો થયો હતે પણ ન્યાતના શેઠે આજ સુધી પંચાત ભેગી કરી સઉને કહ્યું નથી, એજ ભુલ છે. બાકી એક વખત મન ઉપર લઇ પાંચ દસ દીવશ એ કામ ઉપર મંડયાને મંડયા રહેતો સઉ લોક કબુલ કરશે કરશે ને કરશેજ. હવે જો શેઠ બંદોબસ્ત નહીં કરશે તો તેને ગરીબની આંતરડીની હાય લાગ્યા વગર રેહેશે નહીં.

**પારસી**— વારૂ મેહેતાજી સાહેબ, આજે મને તમારી ન્યાતવિષે વાકેફ કર્યો તે તમારો પાડ જેવો થયો

**વાણીઓ**— એમાંતે પાડ શાનો. સાહેબજી, મેહેરબાની રાખશો.

(એમ સલામ કરી પોતપોતાનેઘેર ગયા.)

# શ્રી હરીની વિનંતી.

## દોહરો.

મારે મનતો એકછે, શ્રી હરી કે કહું શેઠ;
કર જોડી વિનતી કરૂં, રહી ચરણની હેઠ. ૧
ગોકળ જઈ કોને કહું, જ્યાં ત્યાં તુ કરનાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૨
તુલસી મનહર મનધરી, કરજો એ ઉપગાર;
ન્યાત વરા ઓછાકરો, તો સુધરે સંસાર. ૩
વિઠલને વિનવી કહું, કરજો કંઈક વિચાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૪
નારાયણ નારણ રહે, એવું ઊરમાં ધાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૫
મનશુખ મનશુખ ક્યમ થશે, દુઃખછે અપરંપાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૬
દામોદર દુઃખ ભાંગ તું, સર્જનના પ્રતિપાળ;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૭
જો રણછોડ સુણો નહીં, કોને કરૂ પુકાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૮

શોભે નરોત્તમ નામતો, કરો ગરીબની વ્હાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૯
હરગોવિંદ મનમાંહ્યરે, કરૂણાના કરનાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૧૦
જયકરણ કો દેખીએ, શૂરાનો સરદાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૧૧
નાના મનશુખ ક્યમ કરૂં, નથી વિરામ લગાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૧૨
ભોગીલાલ કો છે અહીં, રંકતણો આધાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૧૩
ઇશ્વર જો ઉર ચ્હાયતો, ટળે દુ:ખનો માર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર.
જગન જગન કર જન્મીને, તજી જમણનો પ્યાર;
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૧૫
કૃષ્ણદાસ હું કહું તને, છોજી ગુણ ભંડાર,
ન્યાત વરા ઓછા કરો, તો સુધરે સંસાર. ૧૬
વિઠલ શ્રી વિઠલ કહે, ભાંગે સર્વે ભૂખ;
ન્યાત વરા ઓછા કરી, કરો સર્વને સૂખ. ૧૭
હરગોવંદ હૈડે ધરે, શોભે જનની કૂંખ;

ન્યાત વરા ઓછા કરી, કરો સર્વને સૂખ. ૧૮
ત્રીભોવન ભાંગે ઘડે, વળી વહે નહીં મૂખ;
ન્યાત વરા ઓછા કરી, કરો સર્વને સૂખ. ૧૯
દુર્લભ છે ગન માહરે, સુધરે ક્યમ એ ચાલ;
ન્યાત વરા ઓછા કરી, સંકટ સર્વે ટાળ. ૨૦
હરીલાલ હૈડે હરી, તેતો હોય દયાળ;
ન્યાત વરા ઓછા કરી, સંકટ સર્વે ટાળ. ૨૧
ભૂષણ ભુષણતો ખરૂં, ભલી રીતથી ભાળ;
ન્યાત વરા ઓછા કરી, સંકટ સર્વે ટાળ. ૨૨
ત્રીકમ કર ત્રેવડ હવે, સર્વ તણાયા જાય;
ન્યાત વરા ઓછા કરો, સર્વેને સુખ થાય. ૨૩
વેણીલાલ ધરીરહ્યા, કોને કહું કર સ્હાય;
ન્યાત વરા ઓછા કરો, સર્વેને સુખ થાય. ૨૪
વલ્લભ વલ્લભ તે મને, જે થાશે કિરપાળ;
ન્યાત વરા ઓછા કરી, સંકટ સર્વે ટાળ. ૨૫
મોહનને મળવા ઘણું, મનમાં આવે વ્હાલ;
ન્યાત વરા ઓછા કરી, સંકટ સર્વે ટાળ. ૨૬
અમ્રત અમ્રત સહુ કહે, ક્યાં છે અમ્રતલાલ;
ન્યાત વરા ઓછા કરી, સંકટ સર્વે ટાળ. ૨૭

મારે મનતો છો તમે, પ્યારા માણેકલાલ;
ન્યાત વરા ઓછા કરી, સંકટ સર્વે ટાળ. ૨૮
"પ્રાણજીવનને ભાળતું, કર્તા કેરૂં નામ;"
સંકટ ટળશે ન્યાતનું, તોતો સરશે કામ. ૨૯

સમાપ્ત.

